# ભજનાવળી.

અંદર સ્વર્ગની નીસરણી, સીંતાજીના મ
હિના, કાચબા કાચબીનું ભજન, કેસરીઆ,
તથા સુંદરીના મહિના.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

બુકસેલર સાકરલાલ બુલાખીદાસ.

ઠે. રીચીરોડ—અમદાવાદ.

સંવત ૧૯૭૩ સને ૧૯૧૭

આવૃત્તિ ૪ થી. પ્રત ૪૦૦૦

અમદાવાદમાં ત્રણદરવાજા પાસે ચુડીઓળમાં નંબર ૨૭૪૩
ના મકાનમાં આવેલા ધી રત્નસાગર પ્રીન્ટીંગ પ્રેસમાં
શા. અમરતલાલ જેશીંગભાઇએ છાપી.

કીંમત એક આનો.

# ભજનાવળી.

## સ્વર્ગની નીસરણી.



૧

ધન ધન રે આજ ધારણુ ધરીયાં;
દયા કરીને મંદીર આવો રે રામ. ૧
ધરમરાજા ધરમપુરીમાં બેઠા;
વૈષ્ણવની વારતા કરો રે રામ.
પાપી પાખંડીને બાંધીને લાવો;
વૈષ્ણવની રક્ષા કરજો રે રામ. ૩
એમ કહીને ચાર જમડારે ચાલ્યા;
મૃત્યુ લોકમાં અવ્યારે ામ. ૪
પાપી પાખંડીને કેમ ઓળખીયે;
વૈષ્ણવજન કેમ ઓળખીયે રે રામ. ૫
સવારના પહોરમાં નહાવું ને ધોવું
પુન્ય ને દાન કાંઇ કરવાં રે રામ. ૬
એ એંધાણીએ વૈષ્ણવ જાણવા;
પાપી ચંડાલને બાંધી લાવો રે રામ. ૭
એમ કહીને ચાર જમડા રે ચાલ્યા;
રાજાના હાડમાં પેઠા રે રામ. ૮

પહેલો કહે હું તો તાવજ થઈશ;
રાજાના હાડમાં પેસું રે રામ. ૯
બીજો કહે છે હું તો વઈદજ થઈશ;
રાજાની નાડીઓ જોઉં રે રામ. ૧૦
ત્રીજો કહે હું જોશી રે થઈશ;
રાજાના જોશ જોઉં રે રામ. ૧૧
ચોથો કહે છે હું તો શેઠીઓ થઇશ;
બજારે હાટ કાઢી બેસું રે રામ. ૧૨
એમ કહીને ચાર જમડા રે ચાલ્યા;
રાજાના હાડમાં પેઠા રે રામ. ૧૩
રાજાની દાસી તો વઇદજ પોકારે;
વઇદના વઇદ બોલાવે રે રામ. ૧૪
મંછારામ વઇદ તમે અહીંજ આવો;
રાજાની નાડીઓ જુઓ રે રામ. ૧૫
તાવજ તરીઓ ને એકાંતરીઓ;
ચોથીઓ જામરને જાણું રે રામ. ૧૬
એમ કહીને એક પડીકી આપી;
ત્યાંહાંને ત્યાંહાં ઘડીના થયા રે રામ. ૧૭
સગાંવહાલાં સરવે ટોળે થઇ બેઠાં;
અંતરનાં સગાં સેડમાં પેઠા રે રામ. ૧૮
જીવ જતાં એનો કોઇએ ન જાણ્યો;
પલકમાં દેહજ પડીયો રે રામ. ૧૯
લીલુડા વાંસની પાલખી બંધાવો;
ઊચકનારા ચાર બોલાવો રે રામ. ૨૦

ચાર જણા એની ચોપાઇએ ચાલે;
પુરૂષે પાલખી લીધી રે રામ. ૨૧
ચકલા સુધી એને સરવ વળાવે;
વહાલાં વળાવી પાછાં વળીયા રે રામ.
પાછુંવાળીને પ્રાણી શું રે જુઓ છો;
ક્યાં ગયાં સગાં વહાલાં રે રામ. ૨૩
વહાલાં વળાવી તારાં પાછાં રે વળીયાં;
વહાલી તે વનકેરી કાડી રે રામ. ૨૪
પહેલે પગથીએ પ્રાણી જેમ તેમ ચડીયા;
બીજે પગથીએ ભાલા દીઠા રે રામ. ૨૫
આ રે ભાલામાં હવે કેમ રે ચલાશે;
હવે તો શી ગતો થાશે રે રામ. ૨૬
ભાલા દેખીને પ્રાણી થરથર કંપ્યા;
ધુશકે ધુશકે રોવાબેઠા રે રામ. ૨૭
ભલો જમડો જીવને ફરી ફરી પુછે;
શાં રે કર્યાં પુન્ય ને દાન રે રામ. ૨૮
નથી કરયાં પુન્ય મેં તો નથી કરયાં દાન;
દાનનો મારગ ભુલી ગયો રે રામ. ૨૯
હું રે શું જાણું આગળ વિપત પડશે;
જમડા તો માર ઘણો મારે રે રામ. ૩૦
લોહાની ગેડીઓ વતી પ્રાણીને મારે;
બરાડા ને બુમે પાડે રે રામ. ૩૧
બીજે પગથીએ પ્રાણી જેમ તેમ ચડીયા;
ત્રીજે પગથીએ ગોખરૂ દીઠા રે રામ. ૩૨

આ રે ગોખરૂમાં હવે કેમ રે ચલાશે;
હવે તો શી ગતો થાશે રે રામ. ૩૩
જો રે જોડાનો દાન કરયાં હોય તો;
પ્રાણીને પાર ઉતારો રે રામ. ૩૪
જો રે જોડાને અનુગ્રહણ આલ્યો હોય તો;
કેને ભાડે આણી આપું રે રામ. ૩૫
ફરી ફરી મને શું રે પુછો છો;
નથી કરયાં પુન્ય ને દાન રે રામ. ૩૬
ભલા તે જમડાને દયા રે આવી;
જુનો જોડો એને આલ્યો રે રામ. ૩૭
ભુંડા જમડાની નજરે પડ્યો તે;
ધોલો મારી ખુંચી લીધો રે રામ. ૩૮
દૈવના ચોર તારે કાંઈ હતા કહેને;
ઉત્તમ દેહીઓ તમને આલી રે રામ. ૩૯
ફરી ફરીને હવે મનખો નહીં આવે;
લક્ષ ચોરાશીમાં પડશોરે રામ. ૪૦
ત્રીજે પગથીએ પ્રાણો જેમ તેમચડીયાં,
ચોથે પગથીએ ભુખો લાગીરે રામ. ૪૧
આરે ભુખોમાં હવે કેમરે ચલાશે;
હવે તો શી ગતી થાશેરે રામ. ૪૨
ઓ પેલા ઓ પેલા ભંડાર ભરીયા;
તેમાંથી શેર અન્ન આપોરે રામ; ૪૩
એકસોને બે વ:સ સુધીરે કમાયો:
ઉપલે બરડ બળુ બળુરે રામ. ૪૪

લાખોપતીએ ભાઇઓ હુંએ કહેવાતો;
વહાણો જેને ઘેર ચાલેરે રામ. ૪૫
તેમાંથી કાંઇ તારે હાથે આલ્યાં હોયતો;
તે તારી સાથે આવતરે રામ; ૪૬
ચંબુ ઝારીઓ તારી કોરેરે મેલશે;
ખોખરી દુહુણી સાથે આવે રે રામ. ૪૭
ચોથે પગથીએ પ્રાણી જેમ તેમ ચડીયા;
પાંચમે પગથીએ રૂધીર દીઠા રે રામ. ૪૮
આરે રૂધીરમાં હવે કેમ રે ચલાશે;
હવે તો શી ગતો થાશે રે રામ. ૪૯
જો રે ગાયોના દાન કર્યા હોય તો;
તરી પાર ઉતારે રામ. ૫૦
નથી કર્યાં પુન્ય મેં તો નથી કર્યાં દાનં;
દયાનો મારગ ભુલી ગયો રે રામ. ૫૧
પાંચમે પગથીએ પ્રાણી જેમ તેમ ચડીયાં;
છઠે પગથીએ થંભ દીઠા રે રામ. ૫૨
એરે થંભ રે પ્રાણીને બાથ ભીડાઓ;
અડધ બળ્યો ને અડધ રહ્યો રે રામ. ૫૩
ભાઈ રે વૈમાન તારાં ઉભાં રે રાખ;
તેં તો શા કર્યાં પુન્ય ને દાન રે રામ. ૫૪
ઉનાળે જેણે પરબો મંડાવી;
ચોમાસે આપ્યાં વિશ્રામ ઠામ રે રામ. ૫૫
શીયાળે ડગલા ને ટોપીઓ આપી;
ભુખ્યાને ભોજન આપ્યાં રે રામ. ૫૬

બ્રાહ્મણ શ્રવણને મેં તો સીધાં રે આપ્યાં;
જમે પુન્યે વિમાન મળીયા રે રામ. ૫૭
છઠે પગથીએ પ્રાણી જેમ તેમ ચડીયા;
સાતમે પગથીએ કુંડ દીઠા રે રામ. ૫૮
ચોરે બેસીને જેણે ચાડીઓ ખાધી;
જુઠી સાખ્યો ઘણી પુરી રે રામ. ૫૯
એરે પ્રાણીને પેલા કુંડમાં નાંખો;
એની તે શી ગતો થાશે રે રામ. ૬૦
કાનખજુરા એના કાનમાં પેસે;
હાડીયા આંખો કોચે રે રામ. ૬૧
સ્વર્ગની નીસરણીનાં સાત પગથીયાં;
ગાય શીખેને જે કોઈ સુણે રે રામ. ૬૨
ભટ પ્રેમાનંદ એમજ કહે;
વૈકુંઠ તેનો વાસ રે રામ. ૬૩



# સીતાજીના મહિના.

॥ શ્રીગણેશાયે નમ: ॥ શ્રીશારદાયે નમ: ॥ શ્રીગુરૂભ્યો નમ: ॥

## ॥ અથ શ્રીસીતાજીના બાર મહીના લખ્યા છે ॥

સખી બેસતાં કારતક માસ, કંથ સિધાવિયો ॥ અતિ ટાઢ કરે ચણકાર, શિયાળો આવીયો ॥ સખી નાખી ગયો નિરધાર, મને મુકી પરવર્યો ॥ વધીને થઇ વેરણ રાત, કે જાય ન જીવડો ॥ ૧ ॥

સખી માગશરે મદ જાય, બાળાપણ દોયલુ ॥ જેના પીયુ ગયા

પરદેશ, સુખ નહીં સોયલું ॥ સખી સુની સુવાની સેજ, સુના ઘર ઓરડા ॥ જેના પીયુ ગયા પરદેશ, તેના દિન દોયલા ॥ ૨ ॥

સખી પોષ માસે પરભુમી, પોતાના સાંભળે ॥ રીતા ઝુરે એકલડાં આંય, ઉચ્ચો દુઃખડાં ભરે ॥ સખી કોઇ આવે કોઇ જાય, સંદેશો મૂાથનો ॥ હજી કાગળ ન આવ્યો કાંઇ, હરીના હાથનો ॥ ૩ ॥

સખી આવ્યો હવે મહા માસ, સજ્જન મને સાંભરે ॥ એવો વાય હીમાળાનો વા, દેહી મારી થરથરે ॥ સખી પોતાના દીલની વાત, કોની કને બોલીયે ॥ જીવ જોડયો રામની સાથ, અવર ન બોલીયે ॥ ૪ ॥

સખી ફાગણે ફુલ્યાં ફુલ, કે તરૂ તમામનાં ॥ પણ પિયુજી વસે નહીં પાસ, ફુલ શા કામનાં ॥ રૂડા ગાય વસંતના રાગ, હોળી આવી ઢુકડી ॥ જેને કંથતણો વિજોગ, શાને ભાવે સુખડી ॥ ૫ ॥

સખી પીંપળે આવ્યાં પાન, નાથ નવ આવીયા ॥ એ રીતે પાંચ માસ, પીડાથી ગમાવીયા ॥ સખી ચૈતરે મારૂં મન ચિંતાતુર ચાલતું ॥ નાવ્યો કાગળ કટકો એક, સંકટ બહુ ચાલતું ॥ ૬ ॥

સખી વૈશાખે વિપરીત વાત, હિંમત મારી ના ટકે ॥ પાકી વનમાં શાખ ને દ્રાખ, સુડામાંહી સાટકે ॥ સખી ઉનાળે લુ વાય, અગન અંગમાં ઝરે ॥ હોય નાથ વિખુટી નાર, ઝુરી ઝુરી તે મરે ॥ ૭ ॥

સખી જેઠ સૈયરની સાથ, સરોવર ઝીલતાં ॥ નિજ પીયુ જતાં પરદેશ, હ્રદય નથી ખીલતાં ॥ સખી નાથ વિના નાહી ધોઇ, અંબોડા શું વાળીએ ॥ વિના સ્વામી વપુ શણગાર, હવે ટાળીયે ॥ ૮ ॥

સખી આવીયો અષાડમાસ, વૃષ્ટિ જળ બહુ કરે ॥ બોલે બપૈયા પેઉબોલ, ગાજંપો અતિ કરે ॥ સખી ઘોર અંધારી રાત, ઠમકી દામની ॥ સુનાં પ્રાણી વગરનાં દ્વાર, સેજો શા કામની ॥ ૯ ॥

સખી ભરીયાં સરોવર નીર, શ્રાવણ વરસે સરવડે ॥ મારાં ભીંજાય નવરંગ ચીર, આંખોથી આંસુ પડે ॥ સખી પોતાના પેઉ શું પ્રીત, કરી તે પાળીયે ॥ બીજા નીચ જનોથી નેહ, તુરત નેહ ટાળીએ ॥ ૧૦ ॥

સખી ભાદરવે ભરથાર, ઉરે અભિલાખીયો ॥ પાક્યાં અન્ન વિવિધ નથી નાથ, કહો કેમ ચાખીયે ॥ સખી દુઃખના દહાડા દશ વીશ, આવેરા હેલીયે ॥ એવી લાંઘણ પડને લાખ, માયા નવ મેલીયે ॥ ૧૧ ॥

સખી સાંભળ્યું આસો માસે, પથ્થર રામે ટારીયા ॥ બાંધી સાગર ઉપર પાજ, વાંદ ને ઉતારીઆ ॥ રોળી નાખીઓ રાવણરાય, શીતા ઘેર લાવીયા ॥ અતિ વરત્યો જયજયકાર, અયોધ્યામાં આવીયા ॥ આવ્યા ભરત શત્રુઘ્ન, ભેટ્યા સહુ ભાઇને ॥ સામાયો હરીનો રોપ, સંભળાવે ગાઇને ॥ નર નારી શીખે સુણે ગાય, તેને સુખ સહુ મળે ॥ ભાગે ભવની ભાવટ સરવ, શું તક સેહેજે ફળે ॥ રૂડા આઇને બારે માસ, ભોળા રામના ॥ પોતે શ્રી હરી સમરથ પુરે મન કામના ॥ ૧૨ ॥

॥ સીતાજીના મહિના સમાપ્ત ॥



# અથ શ્રી કેઇલયો પ્રારંભ.

**॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી શારદાય નમઃ ॥**

શેઠ સગાળશા સાધુને સેવે, વાણીયો પાળે વરત;
ન મળ્યા સાધુ ને રહ્યા અપવાસી, તારવા આવ્યા નરત. ૧

કૃષ્ણજી કુડીયા થઇને રે, વેશ અતીનનો લઇને રે;
ચંગાવતીએ ચરણામ્રત લીધાં, નવરાવીને નાથ. ૨
પલંગ ઉપર પધરાવીને, સ્વામી કીધા સ્થાન;
ખાંચે ભોજન ખીરનાં કીધાં રે, પીરશીને આગળ દીધાં. ૩
ખીર રોટલી અમે જમતા નથી, નથી અન્નનો આહાર;
માઝનલોક અત્રે માંસના આહારી, એમ બોલ્યા કીરતાર. ૪
બાવા વચન બોલ્યા આધુ રે, સમજી લેજો સાધુ;
કસાઇવાડે જઇ કરીને, છુપાવી લાવ્યા માંસ. ૫
ચંગાવતીએ રસોઇઓ સુધારી, પીરસીઓ પરસાદ;
વાયુ ઢોળે નર ને નારી રે, જમો તમે દેવ મોરારી. ૬
અમે રે માટી માણુસની જમીએ, પરમાટી ન પ્યાર;
અઘોરપંથમાં રહેવું અમારે, ખેલ ખાંડાની ધાર. ૭
વાણીડા વર્તજ ફળશે રે, એથી અવિનાશી મળશે;
માગ્યું વેચ્યાથી માણુસ ન મળે, હઇએથી નહિ હાર ૮
માત પિતાએ પરિણામ કીધાં, કેલઇઓ સંહાર;
વાતો તો રહેશે વિશેક રે, કેલઇઓ લાલને લેખે. ૯
ભણતો ગણતો ભાગ્ય કેલઇયા, માન હમારી પ્રતિત;
માત પિતા તારાં મારવા બેઠાં, આંગણે આવ્યો અતીત. ૧૦
ધુતારો ધુતીને જાશે રે, પછી પસ્તાવો થાશે રે;
એ શું બોલ્યા ગુરૂજી અમારા, માવીતર છોરું કેમ જાય. ૧૧
નવ માસ જેણે ઓધાન રાખ્યો, ગુણ ઓશિંગણ થાય;
ભક્તિ મારી શીરને સાટે રે, શું થાશે મસ્તક માટે ૧૨
હું ભાગું તો ભોમી લાજે. ભોરીંગ ન ઝીલે ભાર;
મેરૂ સરીખા ડોલવા લાગે, આકાશરે આધાર. ૧૩

મહેરામણ માઝા મુકે રે, કેલઇયો સત્ય ન ચુકે રે;
રજા રે લઇને ત્યાં કેલઇઓ, આવ્યો પોતાને આવાસ. ૧૪
માતાએ મુખનાં મીઠડાં લીધાં, નાખીને નિશ્વાસ;
આવતો ઉરમાં લીધો રે, મારવાને પરીયાણ કીધો. ૧૫
એ શું બોલ્યાં માતાજી અમારાં, નાંખી નીસાસો આજ;
સફળ મનખો કેલઇઆનો, માંસ જમે મહારાજ. ૧૬
ધન્ય ધન્ય આજનો દહાડો રે, જુગતે જીવણને જમાડો;
માતા પિતાએ બેએ મળીને, છેદયું કેલઇયાનું શીશ. ૧૭
અણઘટિત તો એણે કીધી, જમાડવા જુગદીશ;
બેલ રચ્યો ખરો રે, પ્રભુ હવે પારણું કરો. ૧૮
નાથ કહે છે મારી નજરે, લાવો પુત્ર તમારો જેહ;
મસ્તકની તમને માયા લાગી છે, એમ અવિનાશી કહે. ૧૯
તમે છો નર ને નારી રે, જુવો મન વાત વિચારી;
ખાંડણાં ખાંડો મુખથી હસો, પાવલ પેર. ૨૦
તમે છો સાચ. સતી રે, એમ બોલ્યા જુના જતી;
મસ્તક લઈ બાંડણીયામાં ખાંડે, પિતા ને વળી માય. ૨૧
આંખ્યમાં એમને આંસુ ન આવે, હરખે હાલરડાં ગાય;
ભોજનીયાં તો ભાવશું કીધાં, પીરસીને આગળ દીધાં. ૨૨
સત્યવાદી તમે સાચાં સતી, સત્ય અમારે છે એહ;
વાંઝીયાનું અમે જમતા નથી, એમ અવિનાશી કેહ. ૨૩
તમે છો નર ને નારી રે, જુઓ મન વાત વિચારી;
સગાળશાને મનમાં ચોરી, બીજું ન મળે બાળ. ૨૪
ભગવાન અહીંથી ભુખ્યા જાય, તો નિશ્ચે ખુટ્યો કાળ;
બંદગીઓ સંતની કરીએ રે, નિકર વણ માર્યા મરીએ. ૨૫

સગાળશા કહે પુરવ જનમનાં, પ્રગટ્યાં અમારાં પાપ;
ગુરૂ દુભાયે ગોતરી માર્યો, મરેલાં મા ને બાપ. ૨૬
નગરી દવ લગાડ્યો રે, તેં તો મારો ખેલ બગાડ્યો;
ચંગાવતી કહે પાંચ મહિનાનું, મારે છે ઓધાન. ૨૭
ભલે આવ્યા સ્વામીભાત્ર અમારે, તમ સરીખું કામ;
ધેણી મેં તો તમને ધાર્યા રે, તમે મારા ખેલ સુધાર્યા. ૨૮
ચંગાવતીએ છરી લીધી, પાળી માંડી પેટમાંય;
અચાનક નાડા ઉડીને, બહુ નમીયે ઝાલી બાંય. ૨૯
કેલઇયાને સજીવન કીધો, એડો રમે છે બહાર;
સદાય ચરણે રાખો તમારે, દયા કરોને દયાળ. ૩૦
પછી સતી બોલ્યાં વિચારી રે. ભુદર દેજ્યો ભક્તિ તમ રી;
ભણતો ગણતો આવ્યો કેલઇયો, લાગ્યો હરીને પાય. ૩૧
માતાએ મોતીડે વધાવ્યો, હૈયડે હરખ ન માય;
દાતા રે તો દરશન દીધાં રે, લાહાવો લાખેણો લીધો. ૩૨
શગાળશાશેઠ ચંગાવતીએ, એવું ધારેલું નેમ.
ભાણુ પરતાપે ભણે નટવરદાસ, તેને તરછોડાયે કેમ. ૩૩
મોહનજી મળવા માટે રે, જાવું વૈકુંઠની વાટે;

॥ ઇતિ શ્રી કેલઇયો સંપુર્ણ ॥



# કાચબા કાચબીનું ભજન.

કાચબો અને કાચબી, એતો હતાં હરીનાં દાસ,
દરશન કારણે બારણે આવ્યાં, રાખીને વિશ્વાસ;

આવતાં નજરે ભાળ્યાં, ઝાલીને બાંધીને માર્યાં. ૧
કાચબો કહે છે કાચબીને, તું ધારણ રાખ ધીર,
આપણને ઉગારશે વા'લો, જુગતેથી જાદવ વીર;
ચિંતા મેલી ચરણે આવો, ગરવા તુંને નહીં દે માવો. ૨
વારે વારે તુંને વારતી, મારૂં કંથ ન માન્યું કે'ણ,
કાળ આવ્યો કોણ રાખશે, તમે નીચાં શું ઢાળો નેણ;
પ્રભુ તારો નાવીયો પ્રાણી, માઝે આવી મોત નિશાની. ૩
અબળાને ઈતબાર ન આવે. કરે કોટી ઉપાય;
કીધું ન માને કોઈનું એતો, ગાયું પોતાનું ગાય;
એવી વિશ્વાસની વાણી, પ્રથમ પહેલી મત છે પ્રાણી. ૪
કાચબી કહે ક્યાં ગયો, તારો રાખણહારો રામ,
પ્રાણ ગયા પછી પહોંચશે, પછી શું કરશે તારો રામ;
મુવાટાણે મતિ મુઝાણી, ડુબ્યા પછી ઝાલવું શું તાણી. ૫
ત્રિકમજી ત્રણલોકમાં, મારે તમારો વિશ્વાસ,
અટક પડે ત્યારે આવજો, મારા આતમાના આધાર;
છોગાળાજી વાત છે છેલી, થાજો બળતાના બેલી. ૬
ત્યારે કાચબી કહે કોણ ઉગારે, તારો જાતો રહ્યો જુગદીશ,
ચાર દીવસથી સળગાવીયાં, લઈ રે ઓર્યાં વાચ્યોવીચ;
આમાંથી જો ઉગરીએ, પાણી બહાર પગ ન ભરીએ. ૭
બળતી હોય તો બેસ મારી, પીઠ ઉપર રાખું પ્રાણ,
નીંદા કરે મારા નામની, એ તો મારે છે મુજને બાણ;
વા'લો મારો આવશે વાર, આપણને ઉગારવા સારૂ. ૮
કાચબી કહે કીરતાર ન આવ્યો, અને આપણો આવ્યો અંત;
હરી નથી કોના હાથમાં, તમે તેશું બાંધ્યો તંત,

જેનો વિશ્વાસ છે તારે, તેનો ઈતબાર નહીં મારે. ૯
વિઠ્ઠલજી મારી વા'રે ચડજો, શામળા કરજો સાર,
લાજ લોપાશે લોકમાં, પછી બીજી કોની વહાર;
હારી મારી હાંસી થાશે, પ્રભુ તારી પતીત જાશે. ૧૦
ત્યારે કેશવજીએ કરૂણા કીધી, મોકલ્યો મેઘ મલ્હાર,
આધાનમાંથી ઉગારીયાં, બોલ્યા કાચબાને કીરતાર;
ભોજલ કહે ભરૂસો જેને, ત્રિકમજી તારશે તેને. ૧૧

**॥ કાચબા કાચબીનું ભજન સમાપ્ત ॥**

# સુંદરીના મહીના.

આવ્યો કારતકને રે ટાઢડી ચમકી, ને પેઉડે માંડયાં પ્રયાણ; હઇડામાં હાલક લોલુ વ્યાપીને, વાલમીએ પુરેલું વાણુ. વાલમીએ પુર્યાં વાણુ તે વાણી, ઝરે નેણુ ને નીસરે પાણી; એમ સેજ સંભાળી સુંદરી સુતી, આવ્યો કારતક ને ટાઢડી ચમકી, ને પેઉડે માંડયાં પ્રયાણ. ૧

નતરે અંગુઠી અંગડામાં થાય, ને માગશરમહિના માંય; નાથ વિનાની કામની સુતી ને, મીઠડાં મોળાં અન્ન તે ન ભાવે. નાવલીયા વિના નિંદ્રા ન આવે, એમ કરતાં કરતાં રેણી જાય. નતરે અંગીઠી અંગડામાં થાય, ને માગશર મહીના માંય. ૨

પોષ મહીનાની પ્રીત છે દોયલી, ને રહે ન શીઆળાની રાત; કંથ વિનાની કામની નારીને, જુઠડા જોબન જાય. જુઠડાં જોબન જાય, તે જહાંનાં સાંજ પડે, ને પીઉ પીઉ કરતાં એમ. પીઉડો ગયો છે માયા મેલી, પોષ મહીનાની પ્રીત દોયલી.

મહા મહીનામાં મનાવી નાથને, સોળે સજે શણગાર; કાંબી કડલાં ને વીંછવા લાગે, ને ઝાંઝરનો ઝમકાર. ઝાંઝરનો ઝમકાર તે કહીએ, અંધારી રાત ને એકલી છીએ; એમ સરવે સુંદરી મળી સરોવર જાય, મહા મહીને વરત માનવી નાય. ૪.

રુડી રે રતો વસંતની આવે, ને ફુલ્યો ફાગણ માસ; હોળી બળે ને હઇડામાં દાઝો, ને નારી મેલે નિશ્વાસ. નારી મેલે નીસાસ ને નારી ગયો હંસને હું રહી છું હારી એમ સરવે સુંદરી મળી સંદેશો કાવે, રૂડી રતો વસંતની આવે, ફુલ્યો ફાગણ માસ. ૫

સતચાળ ચૈતરના કહીએ, ને વનરે પલટીઆ વેશ; આવ્યા આંબા ને કોયલ ટઉકે, તોય પીયુ પરદેશ. તોય પીયુ પરદેશ તે કહીએ, કામણગારો નાવલો કહીએ; અને પાંખો હોય તો ઉડીને જઇએ, સતચાળા ચૈતરના કહીએ.

વૈશાખ મહીનાનાં વાદળાં હાલે ને અગઢે ન માયા સાખ ગજે ને સુંદરી જુવે, જોબનના દન જાય. ને જાણુતાં રતા આથમે ને પીઉ પીઉ કરતાં સેજે સુતા સાજણા સાલે, વૈશાખ મહીને વાદળાં હાલે.

આવ્યા આંબા ને જેઠ જણાયો રે, વચમાં પાકયાં રે વન; કોયલ બપૈયા પીઉ પીઉ કરે ને, સો નામ લેરે સજન. તે અરે ઓતરની વાદળી દખણમાં પાણી ભરે, એમ વાયા વ.ને મેંતો જણાણો, આવ્યા આંબાને જેઠ તો જણાયે.

અસાડ ધડુકી ઉલટી આવ્યા, ને વીજળી કરે ચમકાર; કોયલ બપૈયા પીઉ પીઉ કરે ને, મોરલાં કરે મલાર. મોરલાં કરે મલાર તે કહીએ, અંધારી રાતને એકલા છીએ; હજુએ નાથનો સંદેશો ન આવ્યો, અસાડ ધડુકી ઉલટી. ૯

શ્રાવણ મહીને સુંદરી રૂવે, નયણે ખટકે નીર; ટપક ટપક મે ઉલા વરસે, ને ભીંજાય નવરંગ ચીર. ભીંજાય નવરંગ ચીર તે મારા નાથ ગયા ને કર્યા નકારા; એમ ઉંચી ચઢીને વાટડી જુવે, શ્રાવણ મહીને સુંદરી રૂવે. ૧૦

ભાદરવે મહીને અન્ન ન ભાવે, એ સુખ નહીં રે શરીરે; ઉંચ રે ચડુ નીચી ઉતરૂ, જોઉં પીયુની વાટ; તોએ વારૂ જોશીડા આવે જોશ જોવરાવું, કહો જોશી પીઉ કદી ઘેર આવે ભાદરવે.

આસો મહીને હરી નવ આવ્યા, ને ગરબા ગાવા; કેમ કેમ જાઉં શેવ સુંવાળી લાવસી, રંધુ ને વાલા વિના નવ ખાઉ વાલા ખાઉ વાલા વિના નવ ખાઉં, તે ખાઉં શરીર શોભાવું; લાગે નહીં સારૂં જો ઘેર હોય પીઉ તો લાગે પ્યારા; આસોમહીને હરી નવ આવ્યા

અધીક માસે હરી ઘેર પધાર્યા, સુખ થયું શરીર સરસ સખીયું મેળી મળીને નવલી બની સઉ નાર તે નાર સઉ નવલી બની સઉ નારૂ નાર તે નારી મેતા દામાજીએ વાત ભણી સારી; નાથ આવ્યા તે સઉ કામ સધાર્યા અધીક મહીને હરી હરી ઘેર પધાર્યા.

॥ સુંદરીના મહીના સમાપ્ત ॥

